હરિગીત.

ૐ પૂર્ણ આ, આ પૂર્ણ છે, ઉત્કૃષ્ટ પૂર્ણજ પૂર્ણથી,
અવશેષ પૂર્ણ રહેજ, પૂર્ણ પ્રભાવ પણ એ પૂર્ણથી;
ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ શાંતિઃ શાંતિઃ શાંતિઃ સર્વદા,
ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ રામમણિ સુશાંતિ શર્મદા.

# શ્રી રામ લહરિ લ્હેર ૬ઠી.

લેખક પ્રભુલાલ પ્રીતમલાલ પઢિયાર ચોરવાડ તથા
ઝુંડેન માણેક મહનજી કેશોદ-કાઠિયાવાડ.

પ્રકાશકઃ-સદ્દગત શેઠ લવજી આણંદજી ઠક્કરનાં ધર્મપત્નિ શ્રીમતિ
કુંકુ બેન કરાંચી—સિંધ.

## શ્રી રામનવમી.

હરિગીત.

તન દમન વૃત્ત, મંદીર રામ, વ્યવસાય દમ, જન સેવના,
ભિખ ધર્મ દેવ, વિરાગપત્નિ, શાંત વૃત્તિ ઉપાસના;
આત્મિય સ્વરૂપાનંદ, રામ વિહારનું ઉદ્યાન તે,
કર્તવ્ય ધર્મ સુબોધમણિ દે સંત શાંતિ નિધાન તે.

પ્રથમાવૃત્તિ
પ્રત ૧૦૦૦
સંવત ૧૯૭૫

અમદાવાદ—શાહપુર નવીપોળ
અમૂલ્ય શ્રી "પ્રજાહિતાર્થ" મુદ્રાલયમાં પટેલ
સને ૧૯૧૯ ડાહ્યાભાઈ દલપતરામે છાપ્યું.

રાગ—[illegible] નવે કાંકરી ન્યારો.

આ જંજાળો જોડી [illegible] આ જંજાળો જોડી. ટેક

આ[illegible]પદેથી આફરડો એ, ફતરી આવ્યો દોડી હેજી
છતે પ્રભાતે સંધ્યા સમજ, બેઠો ગાતો ગોડી જીવડે. ૧

સંસ્કારેની સામ્ય અન્તર ।, ચાદર કીધી ચોડી હેજી
પચરંગી રંગીન પડીકાં, ઉપર છાંટયા છોડી જીવડે. ૨

બહુ વાસના મશકના સમૂહો, પ્રકટયા પીંજર ત્રોડી હેજી
કુમતી કુલહથી કર્મો કાઢયાં કીધી ગતી ટફોડી જીવડે. ૩

તરે બનાબ્યે કરે હાથજો, રામનામ મણી હોડી હેજી
નહિંતો બારે બુડયાં લેખું, બકે બામણી બોડી જીવડે. ૪

રાગ—એ મારગડા જુવા કબીર કહે.

ગુરૂ શિષ્ય એ જુદા, પ્રકટતે ગુરૂ. ટેક

લાખ કરોડો પડે દરેડો, કરતા કુદંકુદા.
અંધ બધિર હા! ચાલે હારે, સમજે કહે નમુદા. પ્ર૦ ૧

બકે બહુ પણ કરી ન જાણે, એ ખોટા નાખુદા,
જેમ પલમાં પ્રકટે ફૂટે, પાણીમાં બુદ બુદા પ્ર૦ ૨

અગ્નિમાં કદી અંગ ન હોમે, હોય જાતના કુદા
અગ્નિરૂપ ન હોય કોયલો, સમજે સમજુ રૂદા પ્ર૦ ૩

અંતર એક શરીરજ નોખાં, નિત્યાનંદે સુદા
સકળ વિશ્વ મણિ રામ રસાબ્યે, હાજર હજુર ખુદા પ્ર૦ ૪

---

# નિવેદન.

સચ્ચિદાનંદ ઘન પરબ્રહ્મ પરમાત્માનું શ્રી રઘુકુલ દીપક રામ રૂપે ભક્તવત્સલતાનું પોતાનું બિરદ સાચવવા માટે આ વિશ્વમા પ્રાગટ્ય થયું તે ચિરઃ સ્મરણીય પરમ પવિત્ર તીથિને રોજ રામ લહરીની આ છઠ્ઠી લહેર સ્વયમાત્મરૂપ બંધુ બ્હેનોના ચરણમાં સાદર કરવાની જે તક પ્રાપ્ત થયેલી છે તે કરાંચી નિવાસી સદ્‌ગત્ શેઠ લવજી આણંદજી ઠક્કરનાં ધર્મ પત્નિ શ્રીમતિ બ્હેન કંકુ બ્હેનની ઉદારતા ભરેલી સૌજન્યતા અને સદ્‌વૃત્તિતેજ સર્વાશે આભારી છે, અને તે તેમના સત્કૃત્ય માટે તેમનો સંપૂર્ણ આભાર માનવાની આ તક લઉં છું.

વળી આ શુભ પ્રસંગે વિશેષ નોંધ લેતાં મહદાનંદ થાય છે કે ગયા માઘ માસમાં મારૂં કરાંચી જવું થતાં ત્યાંના શ્રી સાધ્વી સત્સંગ મંડળના અંગભુત બ્હેનો વિગેરે અન્ય પરમાર્થી ભગીનીઓએ શ્રી કેશોદ સાધુ–અનાથ સેવા સદાવ્રત ફંડની કલ્યાણમય પ્રગતિ માટે જે ઉદાર દયાર્દ્ર ભાવ પ્રદર્શિત કરી લગભગ રૂા. ૨૨૦૦ જેટલી રકમની મદદ આપી છે તે અતિશય સ્તુત્ય અને અનુકરણીય છે. પોતાનાજ તુલ્ય પોતાનાંજરૂપ બુભુક્ષુ ભાઇ બ્હેનોને દુષ્કાળના વિષમ સમયમાં ભોગવવી પડતી અવર્ણનીય વિટંબણા તથા સાંસા વિગેરેની દાઝ બુઝીને જે પ્રેમભાવ તેઓનાં પ્રેમમય હૃદયોએ વર્ષાવ્યો છે તે ઉત્કૃષ્ટ, ઉન્નત છે એટલુંજ નહિ પરંતુ સર્વ દેશકાળ અને જન સમૂદાયની ઉન્નતિ ક્રમના માર્ગ ઉપરનાં માંગલીક પ્રોત્સાહક નિશાન સમાન મધ્યસમુદ્રના ખડકોપરની દીવા દાંડીની ગેરહાજરીમાં ખડકપરના વિઘ્નનિવારક સચેત ઘંટિકા નાદરૂપ છે. સ્વાભાવિક રીતપણ અબળ ગણાઇ ગયેલી બ્હેનો પણ જ્યારે પ્રભુમય ક્ષેત્રમાં પ્રવેશ કરે છે ત્યારે તે અબળ સાધન દ્વારાજ સુધર્મ પ્રાદુર્ભાવ, પરોપકાર તથા ઉન્નતિના કાર્યો કેટલી સરળ અને સહજ

છતાં સબળ રીતે થઇ શકે છે તેનું આ કરાંચી નિવાસી બ્હેનોએ સિદ્ધાંત દૃષ્ટાંતની ચારિત્રમાં ઐક્યતા દર્શાવી પ્રત્યક્ષ ભાન કરાવ્યું છે. મહાન વિદ્વાનો પણ મુક્ત કંઠે પોકાર કરે છે કે ઝુંપડીથી માંડી સામ્રાજ્ય તથા અખિલ વિશ્વ પર્યંતની સુધારણાનો આધાર મુખ્યત્વે કરીને વર્તમાન બાળાઓ પરંતુ ભવિષ્યની માતાઓના પરજ રહેલો છે, તો આવા પ્રકારની ઉત્તમ લાગણીનો નૈસર્ગિક ઉભરો–જેમાં પોતાનાજ રૂપ પરનાં દુઃખ જાણી તેના નિવારણાર્થે નિઃસ્વાર્થ કટિબદ્ધતા દાખવી શકાય તેનાથી

સર્વ ભૂતસ્થમાત્માનં સર્વ ભૂતાનિ ચાત્મનિ ।
ઇક્ષતે યોગયુક્તાત્મા સર્વત્ર સમ દર્શનઃ ॥

એ પદ ક્યાં દૂર રહે છે? અને તેવા પ્રકારનો સ્વાત્મ ભોગ આપવાની તત્પરતા ધન, તન તથા મનથી કર્તવ્ય–પરાયણતામાં પ્રદર્શિત કરનારા સ્ત્રિ રત્નો પવિત્ર ભારત ભૂમિમાં અદ્યાપિ પર્યંત દર્શન દેયછેજ તે જોતાં સહજાનંદ થાય છે.

જો કે તે બ્હેનોથી હું સર્વથા અપરિચિત હોવા છતાં પણ તેઓની સ્વાભાવિક ભક્તિમય અને પરોત્કર્ષ અને પરોપકાર પરત્વેની ભાવનાથી હરકોઈ પ્રકારની હર કોઇ દેશકાળ અગરતો સ્થિતિમાં થતી સુયોજનાએજ તેઓના સ્નેહ સંબંધ અને સ્વાત્મ ભોગ માટે સુદૃઢ અને સબળ કારણ ગણી, અનાથ અને સંતો તરફ જે ઔદાર્ય દર્શાવ્યું છે તે અર્થે આંતરિક સુધન્યવાદ સાથે પરમકૃપાળુ રામ તે સાધ્વી મંડળને અનંત ઉન્નતિ સહ આવાં સર્વોત્તમ અનેક પરહિત કાર્ય કરવા સ્વયં શક્તિ અને ઉત્કૃષ્ટ તકો આપો એજ અંતિમ અભ્યર્થના.

કેશોદ. કાઠિયાવાડ
શ્રી રામનવમી
સંવત ૧૯૭૫

વિ૦ માણેક મદનજી

ના સીતારામ.

## રાગ સુંદરવરની ચુંદડી.

હું તો આવી આવી છેક રાચી, બેનડ પદ પંકજે;
સુંદર સ્નેહ હૃદય કંજે સ્થાન, આપ્યું બેનો ધન્ય જે. ટેક.
સુંદર મૃગમદ મધમધે, તેની ફેલે સુગંધી અપાર;
મન ભૃંગે ખેંચી તન આણીયું, મોહ સિંધુ તરાવી આ પાર. બે.
સંગ થયો ઝવેરાતનો, ત્યાં સાધનની શી ખોટ;
નાવ જ્ઞાનાનળ સાંપડયું, સંગી સંગે ચડી મૂકી દોટ. બે.
ધેનુમતિ તો ધન્ય ભાગ્ય હા! ભર્યું પ્રેમળ જળ ભરપૂર;
સ્નાન કરંતા સાધવી! મારૂં મન તો થયું ચકચૂર. બે.
સાધવીઓના સંગમાં, સંતોષાદિ સારા શણગાર
જોઉં જાણું ને માણું અંતરે, મારા ભાગ્યનો ભાળું ન પાર. બે.
વિદુર દેશ વિરાજતાં, મમ આત્મ સ્વરૂપો આપ;
નિરખીને ન્યાલ થતાં બળ્યાં, કોટિ કોટિ જન્મો કેરાં પાપ. બે.
નિર્મળ પ્રેમનાં પૂતળાં, આપ પ્રેમળ સિંધુ દેશ.
મમ સમ જડને આપતાં, પુરી સાદસ્યતાનો સ્વદેશ. બે.
આપ સુપ્રેમનું પાત્ર હું, હા', એથી અધિક ન ભાગ્ય;
માનવ દેહ ધર્યા તણો, આજે પુરો મળ્યો મને લાગ. બે.
માણિક્ય માણિક્ય શું કહો, એ તો પથ્થર એક પ્રકાર;
આપ કૃપામૃત ઝીલતાં, વાધ્યું મૂલ્ય અહા! પારાવાર. બે.
નિત્ય ચિરંજીવ હો બધાં, વધો આત્મિય બળ સહ પ્રેમ;
કાલી વાણી એમ બોલતી, પામો નિત્યે નવાં યોગ ક્ષેમ. બે.
સમર્થ છો આપો સામટી, સુંદર પુષ્પિય માળ રસાળ;
આદરાતિથ્ય અનેકધા, રીતિ શક્તિ બેનોની વિશાળ. બે.

અજ્ઞ, અશક્ત, મતિમંદ હું, મોંઘી ચીજ ન દઉં મરમાળ;
વાંઙમય દ્વાદશ સુમનની, સ્વિકારો સુક્ષ્માત્મિય સ્નેહમાળ. એ.
રામ પ્રેમામૃત સિંધુનાં, મારાં મોંઘાં મુક્તા મણિ આપ;
માગું હરિ પાસે એટલું, નિત્ય રહેજો હૃદય ઉંડી છાપ. એ.

રાગ ડરમાં તું દિલ સાથ.

ગરવો સાધ્વિ સમાજ શોભતો ગરવો સાધ્વિ સમાજ
સહુ મોંઘા મણિ શીરતાજ. શોભતો. ટેક.
પ્રેમ પીપાસા, અનંત એ આશા
મૃગમદ મ્હેંકે, સ્વયં હા ! સુગંધિ
હરતું જવાહિર, મમ વેણુ અધિ
ધિનુમતિ હરે, મમ મતિ ખાંધિ
( વ્હાલાંઓ ! ધન્ય છો ! ધન્ય છો ! )
ધન્યા ! ધન્યા ! થઇ હું દિદારે આજ. શોભતો.
સૂર્યને ઓપ કશો ન અપાયે
આનંદ સિંધુ, ન કંમે મપાયે
લુલાં ઠુંઠાંથી ન કંમે ટપાયે
પ્રત્યુપકાર ન એકે ઉપાયે
( પ્રિયાત્મન્ ! પ્રતિબિંબો ! હું તો હારીજ હો ! )
શિરસા નમતાં પણ લાગે અતિ લાજ. શોભતો.
સત્કાર સ્વાગત સ્નેહ ભરેલાં
ક્ષુદ્ર હું સરખાને આપે કરેલાં
શ્રેષ્ઠતા આપની રૂપ ઠરેલાં
રંક મતિ મન મારાં હરેલાં
(પ્રિય ! પ્રેમ પ્રતિમાઓ ! પ્રણામ ! પ્રણામ ! )
બદલો દેવા શક્તિ મમ નાજ. શોભતો.

રાજાની શ્રેષ્ઠતા દીઠીજ દાને
રૈયત શ્રેષ્ઠ બને માત્ર સ્નાને
એમજ વાણીમયી મણિ ધ્યાને
સ્નેહ સુમન માળ અર્પું અભાને
( સ્વાનંદ સરિતાઓ ! સ્વીકારો ! સ્વીકારો ! )
કરજો કુશલ સરે રામ કાજ. શોભતો.

## રાગ માઢ.

ભાંગો ભારે ભવાબ્ધિની ભૂધરા ! ભવનાથ ! ભયંકર ભીડ.
જન્મ અનંતનાં કર્મો કેરાં, જામ્યાં આપલીયા ! બીડ
માર્ગ સૂઝે નહિ જાણું છતાં એ, ચિંતાચડે ચડે ચીડ. રે. ભવ૰
કંઇક સુસાધન ક્ષેત્ર પાકયું ત્યાં, પુગ્યાં પાપો રૂપી ટીડ
મળમાં લાગી મોહ માયા મદ કામ ક્રોધાદિક કીડ રે. ભવ૰
જગ ભવ વિભવ પરાભવે પ્યારા ! પામું પુરી પ્રભુ ! પીડ
સૌ સપડાયાં એજ પીડામાં, સાંભળે કોઈ ન રીડ રે. ભવ૰
બીડ બાળી આ ટીડ ઉડાડી, પીડ પતાવી નિબિડ
રીડ સુણી આ કીડ સંહારી, રામમણિ મસ ક્રિડ રે. ભવ૰

## રાગ આવેલ આશા ભર્યા રે.

નેહે કરી હરિ નાથીયાં, હવે કેમ તજ્યાં પ્રભુ જાયરે નાથેલ નેહે કરી
સાને સમજાવીને સાંકળ્યાં, નહિ ત્રીકમ તે ત્રોડાયરે. ના૰
માર્યાં મોરલીયુંના મારથી, જગે જીવ્યું જીવન ! ના ખમાયરે ના૰
મારી મચકારા મોહના, મોહ બાણે વિંધ્યા વ્રજરાયરે. ના૰
સ્નેહ સનકારા સામટા, એ કેમે ન નાથ ભૂલાયરે. ના૰
ઇશ્વર પદની ઇસારતો, ના વિશ્વપતિ વિસરાયરે. ના૰

કરૂણા કટાક્ષ તો કારમી, તે કાગળમાં કેમ હા ! લખ્યરે ના૦
ડૂબી મરી દીલ સાગરે, હા ! રામમણિ ગુણ ગામરે. ના૦

## ગોપી વેલી કીધી છે દીના નાથરે.

ફરી ગાંડાં ક્યાં ભાગતો ગોવાળ રે ગોવિંદ ગિરિધારી
નથી લેતો શું શામળા સંભાળરે આ તે શી દિલદારી. ટેક૦
દીલડાની દાઝ મારે દિલડે દબાતી, હૈયાની ઝાળ મારે હૈડે ન માતી
હારે અલબેલા શું આપ ઉપર આળરે. ગોવિંદ૦
નયણાંની ધાર નથી નેણે રોકાતી, વેણુંની જાળ નથી વેણે સમાતી
હારે નથી હોલાતી અંતર આ ઝાળરે. ગોવિંદ૦
કેશવ આ કષ્ટ નથી કોઇને કહેવાતું, અંતરનું અશ્રુ નથી આપે લ્હોવાતું
હારે કેમ ડૂબાવે દેવ થઇ દયાળરે. ગોવિંદ૦
મોંઘા મે'માન મન મ્હેલે પધારો, ઝાઝી રકઝીક શું શાંકથી વધારો.
હારે મણિરામ કૃષ્ણ આપ છો રસાળરે. ગોવિંદ૦

## રાગ નવે કાંકરી ન્યારો.

જુઓ રામ રસ શાળા, જન કોઇ, જુઓ રામ રસ શાળા હેજી
સંત સરળ ચિત્ત રસ શાસ્ત્રીઓ, કરે પ્રયોગ રસાળા હેજી.
શકે ઉડી ઝટ જ્ઞાન ગગનમાં, પંગુ થઇ પંખાળા. જન૦
ઉજ્વળ પળમાં કરે રસે અધ, ડામર ડાઘા કાળા હેજી
સ્વયં રસાયણ ઝીલી બનતા, યુવાન વૃદ્ધો બાળા. જન૦
જન્મ અંધની આંખો ઉઘડે, મુંગ થાય વાચાળા હેજી
ધામ કામની હામ છુટતાં, ચૂકે ચામમય ચાળા. જન૦
રામ રસાયણ સ્પર્શી કંકર, મણિમય થાતા ભાળા હેજી
મૃત અમૃત થઇ અમૃત રસમાં, કરે શાંતિમાં હાળા. જન૦

### રાગ એજ.

નર નટવાના નાચ્યુ, દેખો નર નટવાના૦ ટેક.
કામરૂપ કોટવાળે મારી, મન ગુહ માંથે ટાંચ્યું હેજી
કડી ચડાવી કબજે કીધાં, રસમય રંગીલા રાચ્યુ. દેખો૦
દયા દુકાળે જાય મળી આ, દીલ ઘંટીનું કાચ્યું હેજી
ન પાકવા દેય ફળ કોઈ ઝાડે, કાપી નાખે કાચ્યું. દેખો૦
અંધાધુંધી અરે! આપદા! આપે અંતર આંચ્યુ હેજી
લોભ ક્ષોભનો થોભ નહિને, લંપટ લેતા લાંચ્યુ. દેખો૦
ચિંતા ચામશિલામાં ભાંગે, ચિત્ત ચકવાની ચાંચ્યુ હેજી
રામ મણિ અહ્ય પણ આપો, બકે બામણો સાચું. દેખો૦

### રાગ કાનુડો દાને ગયો સેખરે.

ઠગારે લગાવી મોહક મેખરે બેનડ! મુજને ઠગારે દબાવી. મોહક મેખ. ટેક
તન મનની પાર ઠોકી, જાગી ઝટ હું તો ચોકી
જોતાં જડતાના છકીના લેખરે બેનડ૦
ચારે તન મનના કોઠા, કડકડ ઘુસ પડીયા
ઝુંસાણી ઝુંડી ભાવી રેખરે બેનડ૦
મેખ ધામાં મન ચોંટયું, રમણિયતામાં આળોટયું
લીધો બદ ભક્તિ ભારે ભેખરે. બેનડ૦
દ્રષ્ટિ મણિમય સૌ સૃષ્ટિ, દેખું સ્વાનંદી વૃષ્ટિ
અમૃત રસ એલી રામ અલેખરે બેનડ૦

### રાગ મુરખાડે કે માર ફાંદી.

જગતડાંનો ભાવ મોટો, વેળુ ધકેલા લણે
વેળુ ધકેલા લણે, ગણીતાં ગોવિંદાના ગણે. જગ૦ ટેક
રામ ભરૂસો રાખતાં એ વેળુ વાવે કણે
આમાં મોતીડાં ફળે, ને ઠગેલે ઠગલા બણે. જગ૦

નામ નેરણી હાથમાં ને પાપ પહાડો ખણે
કાંચન કેશત્ર કાંકરે તે, કોટ અભેદી ચણે. ભગ૦
કાયા સુતર તાંતણાના સત્ય સઢાએ વણે
ખાંડું લઇને ખાખરાનું, શુરા ઝુઝે રણે. ભગ૦
મણિમય શ્રદ્ધાથી શત્રુનું લસ્કર રણમાં હણે
રામ બળે બળિયા સદા, એમ બ્રાહ્મણ સાચું ભણે. ભગ૦

## રાગ ઘટમેં આતમરામ જગાય.

ગમતું ગોવિંદાનું હોય ચિંતા ચિત્તે કરો ન કોય. ટેક.
હરિ ઇચ્છાથી બનતું સઘળું, રાંકુ મન કાં રોય
બન્યું ખરૂં ન બન્યું નહિ થાશે. ફોકટ શાંતિ ખોય. ચિંતા૦
મુર્ખ મક્તના કરે મનોરથ, નાહક નીર વલોય
ધણીનું ધાર્યું થાય ન જાણે, મેલે મેલું ધોય. ચિંતા૦
ચિંતા ચક્રે ચિત ચડાવ્યું, મથે મક્તમાં તોય.
કલ્પાંતે પણ કામ સરે નહિ, નવનિત કદી ન જાય. ચિંતા૦
રામ ભરૂસો જીવન જળજો, જીવ જોંગાને ટોય
બ્રહ્માનંદ મણિ મેળવતાં, સંકટ સઘળાં ખોય. ચિંતા૦

## રાગ એજ.

સમતા સાધે સિદ્ધિ થાય, દેહે દામોદર દરશાય ટેક
સદ્દગુરૂ બોધ ધનુષ વિધેયી, રામબાણ છોડાય
બાણ ઝપાટા જાણ સધીરા, સન્મૂખ હૈયે ખાય. દેહે૦
ગેબી ગલોલા ગુરૂગમ કેરા દિલ સત્ જો ઝીલાય
અનુભવ આંખ ભડાકે ઉઘડે, અંધારૂં હઠી જાય. દેહે૦
નૂતન નામ ઇસારો સાને, શિષ્ય વડે સમજાય
રસનાએ રસ સિંધુ કેરૂં, નહિ નામ બોલાય. દેહે૦

સ્પર્શ મણિને એક ઘસારે, લોઢું ઝટ પલટાય
આત્મારામ કનકમય ડેરૂં, દેવ સહિત દેખાય. દેહે૦

રાગ સાયબો ગ્યાતાં રાજ.

પ્રિયતમ! પ્યારા! લાલ! મોરલીયે મન હરિયાં ચિતડાં ચોર્યાં લાલ!
પરોઢીયે
લાલે ખેંચ્યા લાલ! પરોઢીયે. ટેક.
વાંસલડીના લાલ! ધ્વનિયે ધમકારામાં ગ્રહથી કઢયાં. લાલ! પ૦
મોરલી મારે લાલ! મુકાવ્યાં ચુકાવ્યાં સઘળા કામો. લાલ! પ૦
બંસી ધુનમાં લાલ! મોહક મંત્ર શુણાવી શુદ્ધ ભુલાવી. લાલ! પ૦
વેણુનાદે લાલ! ભાન બધું ભુલાવ્યું શું બતલાવ્યું? લાલ! પ૦
મુરલી નાંખી લાલ! દૃષ્ટિ દિવ્ય બનાવી દર્શન દીધાં. લાલ! પ૦
મોહક મુઠે લાલ! એવાં માર્યાં પાછો જન્મ ન ધરીયે. લાલ! પ૦
વાણી મનની લાલ! શક્તિપાર શુણાવી અનુભવ આપ્યો. લાલ! પ૦
તદ્રૂપતામાં લાલ! ગાઇએ મુંગા શુણીએ બ્હેરાં ફરીએ. લાલ! પ૦
તન્મયતામાં લાલ! કરવિણ કરીએ કર્મો છેક અકર્તા. લાલ! પ૦
તલ્લીનતામાં લાલ! ભાન અભાન ન ભાન ન સાન કાંઇ રહેતી.લાલ! પ૦
કૃષ્ણ કૃપા મૃતલાલ! સ્વાનંદે મણિરામ હૃદયમાં જામ્યું. લાલ! પ૦

રાગ એજ.

તું જીવ! તારો રામ! જીવતાં જીવત સમજી લે લાખેણો રામ—ધડુસલો
આ લાખેણો રામ! ધડુસલો. હા! લાખેણો રામ ધડુસલો. ટેક.
સ્વપ્નું સમજી રામ! આશા તૃષ્ણા આઘાં કર હડસેલી. રામ—ધડુ૦
તું તો તારૂં રામ! ટાળી દે તન મનથી જમ ઝખ મારે. રામ—ધડુ૦
હુંને મારૂં રામ! મેલી દે મનથી પછી કાળ ન ફાવે. રામ—ધડુ૦
માછલી પાણી રામ! થઇ જાયે મર માછી કૂટે માથું. રામ—ધડુ૦

જીવ ભાવ મેલી રામ ! શિવપદમાં થા લીન ન માયા સ્પર્શે. રામ–ધડુ૦
મૃગજળ માની રામ ! દોડ તજી દે શાંતિ ધર નિજ પદમાં. રામ–ધડુ૦
છીપે રૂપું રામ ! ભાસ્યું મિથ્યા જાણુ ન સાચું એ છે. રામ–ધડુ૦
જ્ઞાન અંજનથી રામ ! ખોળી લે નિજ પદ આનંદે જામી. રામ–ધડુ૦
આત્મ સ્વરૂપે રામ ! સ્થિર થા મૃત્યુ મૂખ કાળું લઇ ભાગે. રામ–ધડુ૦
બ્રહ્માનંદી રામ ! એક અખંડાનંદી હો સમભાવે. રામ–ધડુ૦
સિદ્ધ અજાતે રામ ! મણિમય રામ ન અન્ય કશું અહિયાંછે. રામ–ધડુ૦

## રાગ એજ.

જીવડો આવ્યો રામ ! જગમાં વિજયી થાવા હારી હાલ્યો, રામ મસાણુમાં
ચૂકી ચાલ્યો રામ ! જમડે ઝાલ્યો. રામ. મદ્દતે મહાલ્યો રામ. મ. ટેક
ઉન્નત પંથે રામ ! પળવું ભુલ્યો ઠુંઠામાં ઠેલાયો. રામ. મસાણુમાં.
પ્રગતિ ચુક્યો રામ ! પાત થતાં હા ! ખોડચમાં ખડકાયો. રામ. મ.
આત્મિયતાની રામ ! સાન ન સમજ્યો દોઝખમાં જઇ ડુબ્યો.રામ.મ.
લાભ ન લીધો રામ ! હાણુ કરી હલકટ થઇ ફોકટ ફરીયો. રામ. મ.
કીધાં હાથે રામ ! હઇડે વાગ્યાં ભૂલ ન સમજ્યો મુર્ખો. રામ. મ.
રાંગા ધસડી રામ ! અંતે મુકી જાતાં વસમું લાગ્યું. રામ. મ.
હા ! અવસાને રામ ! મુંગો માર પડે બોલાય ન મુખથી. રામ. મ.
વ્હાલાં વેરી રામ ! ઘેરી વળીયાં લૂંટારાં લૂટવાને. રામ. મ.
નર્કે નાખી રામ ! લાકડા ઝૂડવા મંડયાં ઘરથી ખોટાં. રામ. મ.
સ્વાર્થી દીઠાં રામ ! પણુ કહેવાય ન સહેવાતું નથી કેમે. રામ. મ.
હાંસલ બળીયું રામ ! ગાંઠની છેક ગુમાવી ગયેલ મુડી. રામ. મ.
જીવ હાટડીયે રામ ! હડતાળુ પડી હાય ! હરાજી થાતી રામ. મ.
રામમણિ ખોયો રામ ! ભવ આખો ખમ પાડાનો લઇ દેશો.રામ. મ.

## રાગ એજ.

હેરી હેરી રામ! હણુહણુતા પણુ હયને હાંકી મુકયા રામ પ્રયાણુમાં.
દેખી નિષાદો રામ! શીર ધુણાવી પસ્તાતાજ વિષાદે. રામ પ્ર૦
જેને વિયોગે રામ! વિકળ પશુ પ્રજા માતપિતા કેમ જીવે. રામ પ્ર૦
બળાત્કારે રામ! સુમંત પઠાવી આપ ગંગ તીર તવ આવ્યા. રામ પ્ર૦
નાવ ઝટ માગ્યું રામ! કેવટ નાપે કહે તવ ભેદ હું જાણું. રામ પ્ર૦
કંજપદ રજમાં રામ! સૌ કહે માનવ કરણિ શક્તિ કંઇ છે. રામ પ્ર૦
સુંદર સ્ત્રિ થઈ રામ! સ્પર્શી શીલા કાષ્ટ કઠિન ન શિલાથી. રામ પ્ર૦
નાવ મુનિ નારી રામ! થાતાં વાટ પડે મમ નાવ જવાથી. રામ પ્ર૦
પોષું સો એથી રામ! કુટુંબ ન જાણું બીજો કંઇપણુ ધંધો. રામ પ્ર૦
જો પ્રભુ નક્કી રામ! પાર જવા ચહો કહો પદકંજ મને ધોવા. રામ પ્ર૦
ધોઈ પદાંબુજ રામ! નાવ ચઢાવું ન નાથ ચહું ઉતરાઇ. રામ પ્ર૦
આણુ મને આપની રામ! દશરથ સમખાઈ સૌ સાચું કહુંછું. રામ પ્ર૦
છો બાણુ મારે રામ! લક્ષ્મણુ પણુ જ્યાં સુધી પદ ન પખાળું. રામ પ્ર૦
તુલસીદાસજી રામ! નાથ કૃપાળુ ન ત્યાં સુધી પાર ઉતારૂં. રામ પ્ર૦
શુણી કેવટનાં રામ! પ્રેમ લપેટયાં અટપટ વેણાં સાચાં. રામ પ્ર૦
કરૂણા ભુવન રામ! જોઈ લક્ષ્મણુને જાનકી ભણી ઝટ હસીયા. રામ પ્ર૦

## રાગ એજ.

કરૂણાસિંધુ રામ! હસિ કહે તે કર જેમ ન નાવ તવ જાયે. રામ પ્ર૦
ઝટ જળ લાવી રામ! પગ ધો પાર ઉતાર બહૂ ઢીલ થાતી. રામ પ્ર૦
સ્મરી એકવારે રામ! જે નામે તરે નર ભવ સિંધુ અપારે. રામ પ્ર૦
કેવટને વિનવે રામ! જેને ત્રિપદે જગ ધટયું તેજ કૃપાળુ. રામ પ્ર૦
પદ નખ નિરખી રામ! હરખી ગંગ વચન શુણી મોહમતિ નાઠી. રામ પ્ર૦
આજ્ઞા મળતાં રામ! પાણી ભરી કથરોટ લઈ કેવટ આવ્યો. રામ પ્ર૦

અતિ આનંદે રામ! પ્રેમે ઉભરી પદકંજ ધોવા લાગ્યો. રામ પ્ર૦
સુર ફુલ વરશી રામ! સકળ પ્રશંસે આ સમ પૂન્ય જગ કો નહિ. રામ પ્ર૦
ધોઇ પદાંબુજ રામ! જળ પી આપ સહિત પરિવારને પિતૃ. રામ પ્ર૦
પાર કરીને રામ! પછી આનંદે પ્રભુને ગંગ ઉતાર્યા. રામ પ્ર૦

## રાગ એજ.

સિય ગુહ લક્ષ્મણ રામ! ઉતરી સુરસરી રેતી પર જઇ ઉભા. રામ પ્ર૦
કેવટ ઉતરી રામ! પ્રણમ્યો સકુચ્યા પ્રભુ કંઇ દીધું ન આને. રામ૦
પ્રિય મન-જ્ઞાત્રિ રામ! સીયે મુદિત મન મણિ મુંદરી ઉતારી. રામ૦
કહે કૃપાળુ રામ! લ્યો ઉતરાઈ કેવટ પદ ગ્રહે અકળાઇ. રામ૦
મળ્યું શું ન આજે રામ! દોષ દારિદ્રને દુઃખ દાવાગ્નિ ટળીયાં. રામ૦
બહુ કાળ કીધી રામ! મેં મજુરી આજ ભલી વિધિ દીધ ભરપુરી. રામ૦
કંઇ ન હવે ચાહું રામ! માત્ર અનુગ્રહ દીનદયાળ તવ માગું. રામ૦
પાછા ફરતાં રામ! જે દેશો તે પ્રસાદ શીર ધરી લેશું. રામ૦
પ્રભુ સિય લક્ષ્મણ રામ! ખુબ કહ્યું પણ કેવટ કંઇ નવ લેતા. રામ૦
કરૂણા મંદિર રામ! ભક્તિ વિમળ વર દેઇ મણિરામે વાળ્યો. રામ૦

## રાગ એજ.

અવધજનોનું રામ! સ્વાગત કરવા ભિલડાં સંચર્યાં સ્નેહે રામ પરોણુલાં.
મોંઘા માન્યાં રામ! પરોણુલાં બ્હાલાં વિરહી રામ! પરોણુલાં.
સાચાં સ્નેહી રામ! પરોણુલાં. પ્રેમનાં પ્યાસાં રામ! પરોણુલાં. ટેક.
કોલકાં ભિલડાં રામ! કંદમૂળ ફળ અંકુર વનવાસી લાવ્યાં. રામ૦
મધુ શુચિ સ્વાદુ રામ! અમૃત સમ ભરી ભરી પડીયા ઝટ પુગ્યા. રા૦
વિનવી પ્રણમી રામ! સૌને દે કહી કહી નામ ગુણ સ્વાદ ભેદો. રા૦
લોક બહુ દે મૂલ રામ! લેય ન પાછું વાળે રામ આણ આપી. રા૦
પ્રેમ મગ્ન વેણે રામ! મૃદુ કહે માને સાધુ પ્રેમ પીછાણી રા૦
અમો નિચ ભિલડાં રામ! સુકૃત્તિ આપ થ્યાં દર્શન રામ પ્રસાદે. રા૦

દર્શ તવ અમને રામ! અગમ જથા મરૂ ભૂમાં દેવસરિ ધારા. રા૦
નિષાદ નિવાજ્યો રામ! રાજ સમ રૈયત પરિજન જોઇયે કૃપાળુ.રા૦
એવું મન સમજી રામ! તજી સંકોચ કૃપા કરી પ્રેમ પીછાણી. રા૦
કૃતારથ અમને રામ! કરવા ફળ તૃણુ અંકુર હેતે લેજો. રા૦
મ્હેમાન મોઘાં રામ! વન આવ્યાં સેવા જોગ ભાગ્ય ન અમારાં. રા૦
અમે તમોને રામ! દઇયે શું? મિત્રાઇ કિરાત પાન ઇંધિણુ રા૦
અતિ ઘણી સેવા રામ! એજ અમારી ચોરીયે નહિ હામ કપડાં.રા૦
જીવ ગણુ ઘાતી રામ! અમે જડ કુટિલ કુજાતિ કુમાતિને કુચાલી.રા૦
નિશિદિન જાતાં રામ! પાપે પેટ ભરાય ન કટિપટ મળતું. રા૦
ધર્મ બુદ્ધિ સ્વપ્ને રામ! ક્યાંથી? આતો રામ દિદાર પ્રભાવે. રા૦
પદાંબુજ દીઠા રામ! ત્યાંથી ટળ્યાં દુઃખ દોષ દુસહ સૌ અમારા. રા૦
વેણુ શુણી પુરજન રામ! પ્રેમે કોળી ભિલ્લનાં ભાગ્ય વખાણે રા૦
ભાગ્ય સરાહી રામ! સહુ અનુરાગે વેણુ શુણાવા મ ડયાં. રા૦
બોલતાં મળતાં રામ! સીતારામ પદ સ્નેહ જાણી સુખ પામ્યાં. રા૦
ભિલ્લકોલ વેણાં રામ! શુણી નિજ નેહ નરનારી નિંદવા લાગ્યાં.રા૦
રામમણિ કરૂણા રામ! તુલસી લોહ લઇ નાવડું તરતું ભાળ્યું. રા૦

## રાગ આજ નવ દુર્ગા રંગે રમે.

રંગે રહો સુસંગે રહો રે હાથ થઇ હાથમાં સુસંગે રહો. ટેક
સુર્ય કુળ સ્વામી બહુ નામી બિરાજે
સ્વાનંદમાં શાંત શરણું લહોરે. હાથ.
ચંદ્રાનને ચિત્ત વૃત્તિ ચોંટાડી
ચિંતનમાં રોજ એવું ચહોરે. હાથ.
મંગળ ધામ સુમંગળ નામને
મંગળ માની મન માંહે ગ્રહોરે. હાથ.

સૌમ્ય સ્વરૂપમાં સમતા રાખીને
પાપ તાપ હારી પ્રશાંતે વહોરે. હાલ.
ગુરૂ જગદીશજ જાણી સાચા
પામી પ્રતાપ દુઃખ દિલનાં દહોરે. હાલ.
ભૃગુપતિ ગર્વને ગાંજનારાના
આશ્રયમાં સહુ ગર્વો જહોરે. હાલ.
મંદ મણિ હા! કરો અમંદ હરિ સંગે
રામ રામ રામ સુખાનંદે કહોરે. હાલ.

## રાગ મળજો જતી સતી.

બોલો નરનારી વૃદ્ધ બાળ, બાપુ! હરિ! હરિ!
બોલો રઘુવર રામ રસાળ, બાપુ! હરિ! હરિ!
બોલો કેશવ કૃષ્ણ કૃપાળ, બાપુ! હરિ! હરિ!
ચાર દહાડાનું ચાંદરણું આ, ક્ષણભંગુર સંસાર
દેવ દનૂજ નર નાગ મુની જન, કોઇ ન પામ્યું પાર. બાપુ!
સ્વપ્નું છાયા મૃગજળ જેવો, મિથ્યા ભાસ મહાન
વિચર્યા સંત વનાંતે સમજી, વિજ્ઞાને મસ્તાન. બાપુ!
દાકદંત પારખવા જેવા, છોડો ધંધા છેક
સત્ય સંઘ શુભ સાથ ગ્રહી લ્યો, પામો શુદ્ધ વિવેક. બાપુ!
ચિંતામણિ તો રામ અનાદિ, આપે આપજ સિદ્ધ
સભર ભર્યો પિંડે બ્રહ્માંડે, વેદ પુરાણ પ્રસિદ્ધ. બાપુ!

## રાગ જાગો તમે જદુપતિરાય.

ઉઠો ઉઠો આપ અવધેશ! કરોજી નિંદ્રા વેગળી
પ્રેમ પરખાવો પરમેશ! નાખોને દુષ્ટોને દળી હોજી. ટેક.
નિજ જન મતિ ભુમિ આજ, દબાતી દુઃખે દુબળી
ક્લેશો કઠીન કૃપાળ, કંટાક્ષ કરે બહુ કળી હોજી. ઉઠો૦

ચડી અહો ! આવ્યો મોહરાજ, એની ભેળી માયા ભળી
હરિ ! અમે છેક હા ! બેહાલ, સૌ શક્તિ તો ગઇ છે બળી હોજી ઉઠો૦
પૃથ્વિપર પધારો પ્રજેશ ! દેખાડો સુરત શામળી
પદમાં પડી પ્રાણાધાર ! આજીજી કરતી મંડળી હોજી. ઉઠો૦
ચક ચુડામણિ છો રામ, ઉંઘોમાં વિનતી સાંભળી
જાગો જન કાજે જગનાથ ! પોકારે પદકંજે ઢળી હોજી. ઉઠો૦

## રાગ પુનમ ચાંદની.

ૐ તત્ સત્ ૐ તત્ સત્ ૐ તત્ સત્ ૐ સર્વદા રે.
હા ! દુર સ્થાને ગાજે ગંભીર ઘેરો નાદ
માયિક બાધાને જ્યાં વિચર્યાનોજ અભાવ છે રે.
ધન કીર્તિ સુખ આશા વિરહિત સુખ આ સ્વાદ. ૐ ટેક.

અખંડ શાંતિ એક રસ, રસમય સ્વરૂપાનંદ
શાંતિ ત્રિકાલા બાધ્ય હા ! અનંત બ્રહ્માનંદ
પ્રવહન વગર સરિતા ગંભીર જ્ઞાન તણી વહેરે
વેગ વિના પણ પડતો, અનંત ધારા ધોધ
પ્રબળ પ્રગલ્ભ પ્રકાશ, પરાત્પર વાણી પારનોરે.
પડતાં બ્હેરાંને પણ મુંગાં દેતાં બોધ. ૐ૦

સત્ય નિરંતર વિલસતું, સ્વરૂપે સહજાનંદ
અસત્યની ઓળખાણ નહિ, ન મળે એકે દ્વંદ્વ
નિવસિત બ્રહ્મ ગુહામાં બ્રહ્મજ આપે આપમાંરે
અગિરા અમન અનોખી ઝળકે દે આલ્હાદ,
બ્રહ્મ ગગનમાં બ્રહ્મગિરિ ભભકો ભરપૂર હારે
શૃંગે અભિન્ન આત્મિય અનૂપમ હા ! પ્રાસાદ. ૐ૦

ગગનાન્તિક ગાંભીર્યતા, અશેષ એ આનંદ
સ્વયં ગેબી હા! ગર્જના, આપજ સુણે સ્વચ્છંદ
લક્ષ્ય અલક્ષ્ય વિલક્ષણ લક્ષણ લાખો લેખતાંરે
પ્રિયકૃત સ્વિયકૃત સ્વાકૃત પ્રાકૃત પાર પ્રદેશ
ભવ ભવ વિભવ પરાભવ અભવ અનાદિ એકછેરે
પાર અપર પર કહી ન શકાય સ્વરંગી સ્વદેશ. ૐ.
નહિ અગ્નિ તારા ન જ્યાં, નહિ વિદ્યુત રવિ ચંદ
જ્વલંત જ્યોતિ ઝલકતી, સ્વયં શાંત સુખકંદ
મૃત અમૃત પર જન્મ અજન્મ અજર જરથી પરૂ રે.
પરમોન્નત સર્વોત્તમ નેતિ નેતિ ધ્વનિત
રામ રસાત્મક સ્વત્વ સહજ સંજ્ઞામય પ્રેમ એરે
મણિમય ઠામ અઠામે ધામ અધામ અજીત. ૐ.

## રાગ એજ.

જ્યાં અસ્તિત્વનથી કદિ નામ રૂપ કે રંગનું રે
જ્યાં કદિ કાળ તણો નહિ લેશ પ્રવેશ હમેશ
જ્યાં અવકાશ ન અન્ય વિકારો નોય અભાવ છે રે
જ્યાં સામ્રાજ્ય સદોદિત શાંતિ શુભ્ર સ્વદેશ. જ્યાં ટેક.
જ્યાંની ભાષાનો થતો, "નેતિ નેતિ" માં અંત
સ્વયં જ્યોતિમય પૂંજ એ, આપે આપ અનંત
તેમાંથી તેજસ્વી સ્વેચ્છા સ્વરૂપે શી નદી રે
વહતી ધસતી આગળ કરતી ભયકર નાદ
નિજ જળ કેસ ભવ્ય ભભકભર દિવ્ય પ્રવાહમાં રે
અયમાત્મબ્રહ્મેતિ ધ્વનિતા અખંડ વાદ. જ્યાં.

અનંત સ્વેચ્છા રૂપ એ, અનંત સિંધુ આપ
તરંગ અગણિત ઉદ્ભવે, નાના વિધિ અમાપ
સત્તા અપરંપાર હું કે એક તરંગની રે
જેની શાંતિ સ્વાનુભવિયાં કહે અનંત.
જેની પ્રગતિ પણ નાના વિધ દગ દર્શાયછે રે
**પ્રજ્ઞાનંબ્રહ્મેતિ** ધ્વનિ ગર્જતો જ્વલંત. જ્યાં૦

ક્યા તરંગે ગુણ ક્યા, સમાએલા છે ખાસ
કથવા શક્તિ કો નહિં, બુદ્ધિ બને હતાશ
ભયદ નિરંકુશ નાદે ગગન અબ્ધિ એ વ્યાપતોરે
જ્યાં લક્ષાવધિ ચંદ્ર રવિ પણ ઉદ્ભુત થાય
જે તેજસ્વી પ્રકાશે લીન કરે સકળા દિશારે
**સર્વં બ્રહ્મખલુ** આ અભૂત ધ્વનિ સંભળાય. જ્યાં

અસંખ્ય પ્રાણી નિવસતા એમાં મંદ અમંદ
જન્મ મૃત્યુ શોકાદિનો, અંતર્ભાવ આનંદ
હે ! એ છે શું ? શાસ્ત્રો સંતવદો સુવિચારથીરે
છે એ સુર્ય અને કિરણો પણ છે તેનાંજ ?
ના, ના, ના, ના, સૂર્ય ન કિરણો કશુંયે એ નથીરે
**તત્ત્વમસિ** મણિરામ સ્વરૂપે સ્વયં સુસાજ જ્યાં.

## રાગ મીઠીને મધુરીરે.

હાલો ! હાલો ! હાલો ! રે અંધા લુલાં પાંગળાં હોજી
અંધા પંગાં દેખે હાલેજ એ દેશ. હાલો. ટેક
આત્મિય શક્તિ ભક્તિ રે, હા ! અનુરક્તિ સ્વાશ્રયી હોજી
અંગે અંગે સ્વાંગ સુરમ્ય સુદેશ. હાલો૦

નવલખ ઘેરી નદીયો રે, ઉછળે પ્રેમામૃત તણી હોજી
સ્વાત્મિય સિંધુ ગાજે, સામર્થ્ય સ્વદેશ. હાલો૰
સુરધેનુ સુરતરૂ જ્યારે, લાખો લેખે લાજતાં હોજી
અનંત સુખને શાંતિ સુગમ્ય પ્રદેશ. હાલો૰
સ્વ સંવેદ્ય સ્વાનંદી રે, મણિમય જ્યોતિ ઝગમગે હોજી
રામ રસાળો દેશ આ દેશ અદેશ. હાલો૰

રાગ એજ.

વાળી લે વાળી લે રે વ્હાલીડા! આ વાંદરી રેજી.
વાંદરડીયે છેક કાઢ્યું છે નખોદ. વાળી૰ ટેક
ચેટક ચાળા કરતી રે નખરાં કરતી લાખ એ રે જી
નટડા! ખેંચી લેને તું તારીજ ગોદ. વાળી૰
આફરડી ઉદમાતી રે કરતી કુડા દાંતીયારેજી
નખોરીયાંથી કરતી સ્વાભાવિક કોદ. વાળી૰
સંભાળી લે સ્વામી રે માયા માઠી મર્કટીરેજી
રામ રસાળા દે દે મણિમય મોદ. વાળી૰

રાગ એજ.

ગઢ તો લીધો જીતી રે, અંધે ઠુંઠે પાંગળે હોજી
પંગુ ચઢીયાં અગમ ગીરિ સ્વાધીન. ગઢ. ટેક
દરિયો ડોળી નાંખ્યોરે, હાથ વગર હા! આંગળે હોજી
અનંત શક્તિ, સિંધુ કીધેલ આધિન. ગઢ૰
મહોદધી માયા મથરે હાશ! ઉલેચ્યો ચાંગળે હોજી
અભંગ જાણ્યું, આણ્યું, માણ્યુંજ અભિન્ન. ગઢ૰
દોહ્યું ગગન ઘટ મઠમાં રે, અંધે હા! ઉછાંછળે હોજી
આસ્વાદે આનંદ, અનંત અદીન. ગઢ૰

રામ કૃપા મણિ ઝલકે રે અંધાં હોડી નાંખજો હેજી
અખંડ એવું, બિર્દ હા! નિત્ય નવીન. મહ૦

## રાગ શું રે કરૂં લાલ મારૂં.

કરી લેને કામ મનવા! ભજી લેને રામ વ્હાલા! 1
અન્ય નકામ વ્હાલા! ભજી લેને રામ. મનવા.
મિથ્યા સંસારે માની! મહાલ્યો તું ખૂબ
જુઓ વય ગાળી વિષયે, લોયે હજી હુબ. મનવા.
ફોકટ ફંદે ફસાયો, જડી બેડી હાથ
હાલી જો! આ જાતી હેડી, તૂટી ગયો સાથ. મનવા.
ફોકટીયાં ફુલેકાંમાં, પડી ગઇ સાંજ
હાથનાં કરેલાં સઘળાં, વાગ્યાં હૈયામાંજ. મનવા.
હવે ચિત્તે ચેતી પ્યારા! કરો સાચું કામ
ટક ટક બક બક શક મૂકી, રટો મણિ રામ. મનવા.

## રાગ પુનમચાંદની.

મધુરી કોમળ વાણી લક્ષ્મણજી ત્યાં ઉચર્યા રે
ભક્તિ જ્ઞાન વિરાગ રસે રસબસતી સાર
સુખ દુઃખ દાતા જગમાં કોઇને અન્ય કદી નથી રે
નિજકૃત કર્મ ભોગવે ભાઇ! બધા નિરધાર
લક્ષ્મણ ગાતા ગીતા ગુહ પ્રત્યે ગંભીર આરે
દ્વંદ્વ અહિત હિત મધ્યમો, ભલા બુરા ભ્રમ ભોગ
ધામધરા પરિવારને, ધનપુર યોગ વિયોગ
જન્મ મરણને સંપત્તિ વિપત્તિ કર્મો કાળનારે
જ્યાં લગી સ્વર્ગ નર્ક જગજાળ તણા વ્યવહાર

મનથી મણીએ સુણીએ કાને આંખે દેખીએ રે
એ સૌ મોહ મૂળ પરમારથે છેક અસાર. લક્ષ્મણ૦

સ્વપ્ને નૃપ ભિક્ષુક થતો, રંક સ્વર્ગ પતિ હોય
હાણુ લાભ જાગે ન કંઈ, ત્યમ પ્રપંચ જીવ જોય
જાણી એમજ કોઇને મિથ્યા દોષ ન દીજીએ રે
કરીએ ક્રોધ નહિ કદી કરીને આમ વિચાર
મોહ નિશામાં પ્રાણી આ તો સઘળાં ઉંઘતાં રે
દેખે વિચિત્ર સ્વપ્નો ખાસ અનેક પ્રકાર. લક્ષ્મણ૦

પુર્ણપણે પરમારથી, પ્રપંચનોજ વિયોગ
એવા યોગી જાગતા, જગ યામિની લઈ યોગ
જ્યારે વિષય વિલાસ બધે વૈરાગ્યજ ઉપજે રે
ત્યારે જગ જીવ જાગ્યો જાણો પારાવાર
થાતાં વિવેક ભ્રમણા મોહ બધાં એ ભાગતાં રે
ત્યારે રામ ચરણ અનુરાગ પ્રકટતો સાર. લક્ષ્મણ૦

સખા! પરમ પરમાર્થ આ, કર્મ વચન મન રામ
પદપંકજમાં ઉપજે, પ્રેમ પરમ સુખધામ
રામજ બ્રહ્મ સ્વરૂપને પૂર્ણપણે પરમાર્થ છે રે
અવિગત અલખ અનાદિ આપ અનૂપ અપાર
વેદો નિત્ય નિરૂપણ કરતા નેતિ શબ્દથી રે
ભેદ રહિતને જેમાં છે નહિ સર્વ વિકાર. લક્ષ્મણ૦

ભકત ભુમિ દ્વિજ ગાયને, સુર હિત અર્થ કૃપાળ
કરે ચરિત નરતન ધરી, શુણે મટે જગ જાળ
વ્હાલા! મિત્ર! સમજવું આવું મન દૃઢ રાખવું રે
કરવો મોહ તણો સહમૂળ સદા પરિહાર

સીતારામ ચરણ પંકજમાં નિત્યે લીન થઇ રે
કરવો ચિંતામણિમય પ્રેમ છુટે સંસાર. લક્ષ્મણ૦

## રાગ નહીં જાવા દઉં રે ચાકરી રે.

લંકા પાદર રે રણાંગણે રે
અસુરો ભાલુ કપિ કરે યુદ્ધ
વિભિષણ વિનવે રે રામને રે. ટેક.
નિજ નિજ જોડી રે જાણીને રે
બેઉ દિશિ કરી જય જયકાર વિશુદ્ધ. વિભિ૦
ત્યાં રાવણનો રે રાક્ષસો રે
જય જયકાર કરે બરબાદ. વિભિ૦
અહિં રઘુપતિનો રે વાનરો રે
જય જયકાર કરે ઘનનાદ. વિભિ૦
રવિ સમ રથમાં રે રાવણો રે
સામે વિરથ ઉભા રઘુવીર વિભિ૦
વિભિષણે દીઠું રે દશ્ય એ રે
ત્યાં તો છેક થયો છે અધિર. વિભિ૦
અતિશય પ્રેમે રે દીલમાં રે
થઇ ગયો એકાએક સંદેહ. વિભિ૦
પ્રભુ પદ પંકજ રે વંદીને રે
બોલ્યો વેણાં ભરેલાં સ્નેહ. વિભિ૦
નાથ રથ છે નહિ રે આપને રે
તનપદ કેરાં એ નથી ત્રાણ. વિભિ૦
કેમ જીતાશે રે શત્રૂ આ રે
છે જે બળિયો રામ મણિ પ્રાણ. વિભિ૦

## રાગ એજ.

મિત્ર ! વિભિષણુ ! હો ! સાંભળો રે, એમજ બોલ્યા કૃપાનિધાન,
રથ બતલાવું રે ધર્મનો રે. ટેક.

જય થાય જેથી રે સર્વનો રે એવો રથ તો અન્ય નિદાન. રથ૦
શૂરતા સાથે રે ધીરતા રે એ બે તે રથ કેરાં ચાક. રથ૦
સત્ય ને શીલતા રે શોભતાં રે દ્દઢ એ ફરકે ધ્વજા પતાક. રથ૦
બળ દમ પરહિત રે વિવેક એ રે ઘોડલા ચારે શ્રેષ્ઠ પ્રકાર. રથ૦
ક્ષમા કૃપાને રે સામ્યતા રે જોડયા એજ લગામે સાર. રથ૦
ઇશ્વર ભક્તિ રે ઉત્તમા રે સારથી રથનો ખાસ સુજાણ. રથ૦
ઢાલ વૈરાગનીરે ધીંગડી રે કરમાં લઈ સંતોષ કૃપાણ. રથ૦
દાન કુવાડો રે શક્તિ તો રે બુદ્ધિ સ્વરૂપે ખાસ પ્રચંડ. રથ૦
વિજ્ઞાન રૂપી રે શ્રેષ્ઠ હા ! રે ઉછળે હાથે કઠિન કોદંડ. રથ૦
અમલ અચળ મનરે આપણું રે એ રૂપ ભાથું શોભે સ્હેજ. રથ૦
સંયમ નિયમોકુરે બાણ છે રે નાના વિધનાં ભરીયાં તેજ. રથ૦
કવચ અભેદી રે વિપ્રનું રે વિપ્ર ગુરૂ પદ રજ પુજા પ્યાર. રથ૦
આ સમ છે નહિ રે વિશ્વમાં રે અન્ય વિજયનો કોઈ પ્રકાર. રથ૦
ધર્મમય રથ આરે શ્રેષ્ટ છે રે હોય જેની પાસે પવિત્ર. રથ૦
તેને શત્રુરે જીતવો રે છે નહિ બાકી ક્યાંય પણ મિત્ર ! રથ૦
જેને દ્દઢ રથ રે હોય આ રે સાંભળ સખા ! સદા મતિ ધીર. રથ૦
જીતી શકતો રે વીર તે રે મોટો અજય રિપુ સંસાર. રથ૦
સુણી પ્રભુ વાણી રે વિભિષણેરે હરખી પકડયાં પ્રભુ પદ કંજ. રથ૦
બોધ દિધો બુજને રે આ રીતે રે મણિમય રામ કૃપા સુખ પુંજ. રથ૦

## રાગ મારૂ.

બાપુ ! બુરી દશાના દાવથી ભુલ ખાઇ ગયા વડા ભૂપ. ટેક
વિદ્યા અવિદ્યા નીતિ અનીતિ, સર્વ પડયાં ભ્રમ કૂપ
માટા ગ્રહો માથે આવીયા ત્યારે, શાણપણું રહ્યું ચૂપરે. ભુલ.
લક્ષાવધિ રાણી મ્હેલમાં માણે, એકથી એક અનૂપ
જાનકી કારણ જાન ગૂમાવી, કીધો કુટુંબને ધૂપરે. ભુલ.
આપત્તિ સરખી દ્રોપદિ માંહે, ભાળી ભલેરૂં રૂપ
નાક કપાવ્યું કૌરવ કપાયા, ચાટવા પામ્યા ન તૂપરે. ભુલ.
ધીર મણિ વીર ધરણી ધ્રુજાવે; એ ભુલ્યા આત્મ સ્વરૂપ
રામ ચૂકી રમામાં રહ્યા રાચી, થઈ ગયા હા ! તદ્રૂપરે. ભુલ.

## રાગ એજ.

માગ માગ કરે પ્રભુ પાસ એ, કેમ ભક્ત કદાપિ તે હોય. ટેક
પજવે પ્રભુને વજ્ર વચનથી, રાંકની પેઠે રોય.
ફેરવે માળા ખૂબ ભલે એ, કપડાં કુવાડે ધોય રે. કેમ.
રાંકાંટ પેઠે રગતાં રગતાં, પાછું વાળી નવ જોય
કરતાળ કુટે ને તબલાં ઠોકે, મૂડી એ આંકની ખોય રે. કેમ.
ભાંડ માગે ભીખ રાંડ કુટે છે, ભકત ભીખે નહિ કોય
સ્વામી સંગે સતી સંચરે તેનાં, કુટણાં ક્યાંથી હોયરે. કેમ.
સ્વર્ગિય ઐહિક આશાની ભકિત, કરતાં પાણી વલોય
રામમણિ ઘૃત ના મળે; ભકિત, જગતમાં મૂઢ વગોય રે. કેમ.

## હરીગીત.

પ્રિય ! પ્રણય પાંખ પસારીને, પ્રિય ! પત્ર પક્ષી ઉડજે
સ્વાનંદ સંદેશા સહિત, પ્રિયતમ પદાબ્જે ચુંબજે;
આ નવ શકાબ્દે નવલ શબ્દે, હૃદય પ્રિય ! હર્ષાવજે
મણિ રામ નામ ભજાવતાં, ધન પ્રેમ પ્રિય વર્ષાવજે

## શાર્દુલ.

નવલી સાલ રસાળ સુંદર અતિ પેખો પ્રભુ પ્રેમથી
વર્ષારંભ વિષે વધો વિનયથી, રહેજો સહુ ક્ષેમથી
પંથે સ્વાત્મિય પરવરો પ્રણયથી, સત્સંગમાં નેમથી
સ્વાનંદી ચિદ્દ્ઘન મણિ પ્રિય! મઢો શ્રી રામ મય હેમથી.

## રાગ શાર્દુલ.

શાણી શાણુપ શ્રેષ્ઠતા, સરલતા, સૌભાગ્ય શોભાવતિ
સ્વામીના સુખમાં સુખી સુભગ હા! શાંતિ વડે શોભતિ
સ્વાનંદે સંસારનાં સુખ દુઃખો, સહતિ સદા શ્રીમતિ
સ્વાશ્રય લીન સતી સુભક્ત મણિની, રામે રમંતી મતિ.

## રાગ ગઝલ.

અરે! મન! માન તું મારૂં, નથી સંસારમાં તારૂં
અનુભવ શર્ણું છે સારૂં, પરખવા રામની રીતી.
નિભાવે પ્રેમની રીતી, જુઓ જળ મીનની નીતી
ન જીવે દુધમાં વળતી, વિશુદ્ધ એ રામની પ્રીતી.
બિચારી બીલ્લડી ભોળી, વગડલે વાટ જોતીતી,
વચનને પાળવા પહોંચ્યા, પરમ એ રામની શક્તિ
વખાણે વાણીથી જે જે, વખોડે નહિ ફરી તે તે
સ્વરૂપે જે મિલાવે તે, કરૂં મણિ રામની ભક્તિ

## રાગ એજ.

સમજ સાચી નહિ વ્હાલા! ભટકતાં મોજ માનેલી
ન ભેટાડયા ભવે ભવતો, કહે તુજ હાથ શું આવે?
મરે મમતા બધી એવો, અમોને બોધ આપીને
વધુ વૈરાગ સ્થાપીને, કહે તુજ હાથ શું આવે?

હૃદય મુજ કાચની પ્યાલી, અભેદી રસ ભરી એમાં
ટકોરી ભેદની મારે, કહે તુજ હાથ શું આવે ?
અભેદી તાગડો તુંહી, પરોવી મોતી મમ મનનું
પડાવે ભેદની ગાંઠો, કહે તુજ હાથ શું આવે ?
ખરૂં વ્રત રામનું ભાળ્યું. મણિ શીર અંકમાં ઝુકયું
ફુલાવે દ્વૈત ખંજરથી, કહે તુજ હાથ શું આવે ?

## રાગ સોરઠા.

રાજેશ્વર હે ! રામ ! ભૂખ મણિ ભંડારમાં
શું આવી ઘનસ્યામ ! ભુખ્યા જીવડા તરફડે
કેશવ ! કરૂણા કંદ ! કણ મણિમય કોઠારમાં
શું ખુટયો શ્રી રામ ! ભુખ્યાં રાંકાં રડવડે
ક્યુનો પડેલ કાળ, પાપી આ પંચોતરો
રામ મણિમય બાળ, ભુખ્યાં દુખ્યાં ટળવળે.
અંધારૂં આ કેમ ? રામ મણિમય રાજમાં
ગઇ છેક શું રેંમ, દયા દેવ નથી આવતી.
હાહાકાર અપાર, કરતી આખી મેદિની
મણિરામ સરકાર, ઝટ રૈયત દુઃખ કાપ તું
પુણ્યાં પુરાં પાપ, ઓગણીસેંહ પંચોતરે
રડતાં બાળાં બાપ, રામ મણિ કાં કળવળે ?
રામ તમારાં બાળ, ભુખ્યાં દુખ્યાં ભડભડે
અન્યો અન્યે રાડ કરતાં કેશવ ! ચડભડે
જાગી જો જગદીશ ! રાંકાં રડતાં વિનવે
રામમણિ શું ચીશ, ના પડતી તવ કાનમાં
વિશ્વંભર તવ નામ, ઉપર જો પાણી ફર્યું

ઉઠ! ઉઠ! મણિરામ! જલ્દી આબરૂ રાખવા.
ઢોરાં કંકર ખાય, મા બાળકને બરખતી
રામ લાજ મણિ જાય, ઊંઘ આવી નહિ કામની
જડ ચેતન જીવજંત, ત્રાહિ ત્રાહિ પોકારતાં
મણિમય રામ અનંત, દેવ દયા ધન વરસજો
દિવાળી નહિ આજ, દિવાળીયાના દેશમાં
અરે! રામ મણિ રાજ, નિંદ્રા તું નથી દેખતો
ચડયાં પાટીયાં દેખ, દિવાળીયા તવ પેઢીયે
વિધિ અંકો પર મેખ, રામ મણિ ઝટ મારજો
ભવાટવી ભય વાટ, ભૂખલ ભુંડાં બાળકાં

ચરે અન્ન મણિ માટ, રામ રીઝવા ઉઠજો
ઉદય થશોમાં આપ, દિન મણિ નવલ પ્રભાતમાં
રામ પ્રજા દુઃખ પાપ, દેખી દિલ અતિ દાઝશે
નામ નગારે ઘાવ, દેતા રામા! દોડજો
આવ્યો મણિમય દાવ, દુઃખ દિન જનનાં ભાંગવા.

રાંકાંટોની રાડ, ફાડે પડદા કાનના
ગણું રામ મણિપાડ, બ્હેરો થા નહિ બાપલા!
હજાર આંખે અંધ, અનંત પગ પણ પાંગળો
રામમણિ તવ ધંધ, ઉંઘા આ અવનિ વિષે
લખ મુખ મુંગો કેમ? હજાર હાથે ઠુંઠીયો
રામ મણિ કર રેંમ નહિતો ગાળો ભાંડશું
કાળા! કાળું મુખ, બતાવતાં શરમાય છે
દે રૈયતને દુઃખ, રામમણિ સંતાય કાં?
લખ વાતુંની એક, છેલ્લી રામમણિ કહું

દુષ્ટ ભાગ્ય સહુ છેક, ભર સુખ શાંતિ વિશ્વમાં
બચ્ચાં મા વિણુ રોય, મા રોતી બચ્ચાં વિના,
સાંભળતું નથી કોય, રામમણિ કરૂણાળ થા,
જતી લાજ જગનાથ! ખૂટલ તારા ખેલમાં
ઝટ પકડી લે હાથ, રામમણિ જગ ડુબતું
નિરાધાર આધાર, અશરણ શરણ અનાદિ તું
બાપલીયા કર વ્હાર, રામમણિ વ્હાલાં બળે

દુકાળ દર્દો દુ:ખ, દુનિયાંનાં દળજો પ્રભુ!
રામમણિમય સુખ, દયા વડે દેજો વિભુ!
પ્રાણીના પોકાર, શું કાને પડતા નથી
રામમણિ કર વ્હાર, વાર ન કર મરીયે મથી.
દિન મણિ નવલે અબ્દ, ઉદય થતાં શું દેખશો.

દુ:ખ દર્દોમય શબ્દ, સુણી રામ મન કંપશે
પૃથ્વિ પાડે બુંબ, પ્રભુ પધારો પોષવા
રામ મણિમય સુખથી દુ:ખ સઘળાં શોષજો
પડે કાળ મુખ બાળ, કરૂણા કેમ ન આવતી.
રામમણિ સંભાળ, લ્યો સુખ દઇ મન ભાવતા
અનુકંપાથી આપ, દીનબંધુ દવતા રહો
રામમણિ જગ બાપ! બાળ બચાવો આપનાં
અંતિમ અરજી આજ, નવલ પ્રભાતે આ કરૂં
રામમણિ શીરતાજ, કર પૃથ્વિપર પાધરૂં
જગ આંગણ જગનાથ! શિશુ મણિ ભુખે લાંઘતાં
પ્રેમે પકડી હાથ, રામ કરાવો પારણાં
દો ભુખ્યાંને અન્ન, દુ:ખિયાંનાં દુ:ખ ટાળજો

થઈ મણિરામ પ્રસન્ન, નવલે અબ્દે આપજો
વનમાળી તવ બાગ, લીલુડો ખીલી રહે
એવાં કરો સુભાગ્ય, રામમણિ કરૂં આરઝ
અનાથના અપરાધ, લક્ષ્મી પતિ ન લેખજો
રામમણિ સહુ બાધ, પરા કરી કરૂણા કરો
પ્રાણ પીરા પરમેશ! પ્રાણીને આવી પડી
પીડાતાંજ પ્રજેશ! રામમણિ દિલધર દયા.

છંદ.

દિવસને રજની સમ જાણતાંતાં, ઉભયની પાર સુખ માણતાંતાં
પ્રાણાર્પણે હા! તક ગાળતાંતાં, નિશ્ચય પણે નેહ નિહાળતાંતાં
વૈરાગ્ય વૈરાગ્ય, વદે સહુકો વૈરાગ્ય રાગીજ, થયો અહીં તો
નભુલાય, કેમે ન ભુલાય ઓહો! વૈરાગ્ય બી રાત્રીજ એ હશે હો!
જેવું હતું તેવુંજ હા! હજીયે, લેશે કરીના ક્ષતિ છે કજીયે.
નિશ્ચય સુનગ ના ડગતો કદાપિ, કાં તાપ ચિત્તેજ પામે તથાપિ?
વૈરાગ એ રાગ ખરો પ્રમાણું વૈરાગ્ય એ રાગજ હા! પિછાણું
વિરાગિ રાગી બની મસ્તમાણું વૈરાગ રામે મણિરાગ જાણું

શિખરિણિ.

વધું જેને વેદે, ક્ષણિક સુખ તે આ! શું! જ હશે?
નિશાનો નીવેડો, દિવસ વિણ ના શું? નહિ થશે?
અહા! પુછું કોને? મમ વરદ ઇષ્ટે તલિનતા
જવું થાશે વ્હાણે અ! હ! હ! લય ઇષ્ટેજ લીનતા
નહિ! ના! ના! ના! ના! ક્ષણિક સુખ આ! ના! સમજવું
નિશાનો નીવેડો, સરળ મન વૈષમ્ય તજવું.
ચહી મારી લાખો, રસ ભરિત દ્રાક્ષો દીધ લીધી
અભેદાનંદે હા! અમીજ મણિરામે પટ પીધી

## છંદ માત્ર ૧૮

સ્નેહિ! હૃદય બાળ, શું? એજ સુખડું? પ્રેમી! હૃદયમાર બતાવ સુખડું
પુકાર પ્રણયિની કરેજ દુઃખડું, સદ્ચિદ્ આનંદ બને શું રૂખડું?
પ્રભાત પડતાંજ, પથે પડાયું, ન ભુલાય ઓહો! જીગરે જડાયું
એકાગ્ર રહિ આત્મને ના મળાયું આત્મિય દષ્ટે હૃદયે રડાયું
નહિ બાળવાનું, પણ ઉન્નત્તિએ, નિત્યેજ વૃદ્ધિ ક્ષતિના થતીએ
વિઘ્નો વડે જેમજ રોધ થાતો, પ્રેમાબ્ધિ હા હા! ઉછળીજ માતો
સુખડુંજ તેથી પ્રેમાગ્નિ જવાળા, સુખડું નિહાળું વિરહાગ્નિ બાળા!
દુખડું પ્રજાળું દાવાગ્નિમાંહે, રૂખડું દહું આનંદ સચ્ચિદામાં
પંથે પળાયું પડતાં પ્રભાતે, જીગરે જડાયુંજ અભિન્નતાએ
એકાગ્ર આત્મિય રામે મળાયું, અભિન્ન લક્ષ્યે મણિ હા! રડાયું.

## છંદ.

ઉછળે સદા, સ્વાત્મિય પ્રેમ સિંધુ, વિરહાગ્નિ એ તો છટ, એક બિંદુ
નિત્યે ઉદિત્ સ્વાનંદ અક્ષઇંદુ, મણિરામ માણે, રૂષિ! આય હિંદુ!
જે તલ સરે અગ્નિરથે અવાયું, કો જાણુશે કેમ? પાછું વળાયું.
અભિન્ન આત્માજ પિછાણુનારાં મણિરામ જાણે રસ માણુનારાં
મણિનામ લેતાં મણિનેત્ર જોતાં મણિચિત્ત સ્મરતાં મણિકાન શુણુતાં
મણિ સ્વાત્મ રૂપે, તલ્લિનતામાં, વળ્યું રામ તન પાછું વિલીનતામાં
પણ હા! પળે એજ અધિકતામાં ડુબાય શું થાય? ઉગ્ર જાગૃતિમાં
નાભાન, નાસાન, નનિશાનના! ના! મણિરામ કેન્દ્રેજ આનંદ હા! હા!
યોગમદિરે હા! ભણકાર એ! એ! જે જાણ્યું માણ્યું, તદ્રુપ તે! તે!
तत्तमसि એજ અનુભવાતું મણિરામ હૃદયે, તુંહિં! તુંજ થાતું
વૈષમ્ય હા! જેમજ થઇ ગયેલું, સુસામ્ય નિત્યેજ શુભે! મચેલું
સ્થિર પ્રેમ સ્થાને, શુચી હા! ઠસેલું મણિરામ ચિત્તે, ચિર હા! વસેલું

મસ્તાનતામાં, સ્વસ મમતામાં, રસ્તા ન જેમાં, દિલ ભમતાના
આદસ્ય સ્મરૂ, અદ્વય નમતાનું, મણિરામભાને નહિ તનાતાનું
ત્રય દેહનાં ભાનની ભમતાએ, ત્રયહા ! અવસ્થાપર નમતાએ
વિભુ હા ! ત્રયી, પાર નીમમતાએ મણિરામ એ ભાનજ તનાતાએ
હસી ભમતામાં મણિમસ્ત માણું, લસીનમતામાં મણિતા પ્રમાણું
વસી મમતામાં, મણિ હા ! પિછાણું, ઠસી તનાતામાં,મણિરામ જાણું
વિશ્વંભરી ! તું, વિલસે સ્વરૂપે, ઇચ્છંખળી હા ! હુલસે અરૂપે
ઓ ! શાંભવિ ! અદ્વય તદ્રૂપે તું સ્મરૂં રામ મણિ એ સચ્ચિદ્રુપે હું

### રાગ કુંવર દેવકીના કાન.

રઘુકુળ મણિરામ ! મારા મોંઘા મેમાન
અનુજ લક્ષ્મણજી સંગ, રંગ કરવું સન્માન
એક તાનમાં વિવક્ત, ધરૂં મસ્ત મહા ધ્યાન;
કરે કોણ ગ્રહે કોણ, કહે કોણ એનું બ્યાન. રઘુ. ટેક.
રોજ રોજ લાવું બોર, આવે ક્યારે ચિત્ત ચોર
મીઠાં ચાખી ચાખી રાખું, ખાટાં ફેંકી દૂર નાંખું;
ઝળળળાગ તાપ વિરહ ભૂલી ભાન સાન. રઘુ૦
હેતે કરતાં વાતડી, નિહાળતી પ્રભુ વાટ
વિરહ તાપ બળું ભટકતાં, ઘડતી હરિમય ઘાટ;
ઘનનનનન ગર્જના શુણી અચિંત્ય કાન. રઘુ૦
કહે પધારો કોણ ક્યાં ? પગ પણ ધુએ કોણ ?
આસન આપે કો ? કહીં ? ગયું મુકી મન મોણ
બરડ બરડ બોર મંડયા, ખાવા ભગવાન. રઘુ૦
નિજ હાથે એ લઇ લીધાં, મણિમય રામ વખાણ
કરતા લક્ષ્મણને કહે, લીધી શબરી લ્હાણ;
સ્વરૂપમાં સમાણી શાણી ગાતાં ગુણ ગાન. રઘુ૦

## રાગ એજ.

હરિ! આવજોજી ગામ, રામ મારે સુખધામ
વિશ્વ નાથ ખબર લેય, દેય શાંતિ નિષ્કામ;
નિયમ અચળ એ નવો ન ઘડયાનું કશુંય કામ,
અહા! આપવાજ આવો, નિજદાસને આરામ. હરિ! ટેક.
કરીશ ચાકરી હું નાથ, રહીશ સેવામાં સાથ,
અંગથી સ્વઅંગ બાથ, ભરીશ રાખી પદમાથ,
ઘલક ઝલક આપજોજી, વિશ્વના વિરામ. હરિ૦
સહુ રીતે સેવ્યા તણી, અતિ મમ મનમાં આશ,
પ્રણુતપાળ પુરી કરો, શુણી વીનવણી ખાસ
અરજ ગરજવંત તણી, સફળ કરો સ્વામ. હરિ૦
બિર્દ બળે ગાજું ઘણું, ઘણું જણાવું જોર
બિર્દ પાળવા પુગજો, નિત્યે નવલ કિશોર
દાસ હ્રદય વાસ ખાસ આપનું મુકામ. હરિ૦
નિજ ગૃહ આવો નાથજી, ઝાઝું કહેતાં ખોટ
ધણી ગરીબ નિવાજને, કહે દાસ શું છોટ;
કરી ઉરથી પોકાર જપું રામ મણિ નામ. હરિ૦

## રાગ એજ.

સુંદર સાધનોના સાજ, ખાસ સાચા તૈયાર
કરો; સ્નેહવડે શાંત, કાન્ત છે પધારનાર
ઉઠો તત્પર સૌ થાઓ, મુકી સઘળા વિચાર
જરા કરશોમાં યાર! ઢીલ આમાં લગાર. સુંદર. ટેક.
વદે શાસ્ત્ર સંત છેક સાજ તો અહો! અનેક

જીવ પૂર્ણ કરે ક્યાંથી? રીઝે નાથ ના કશાથી
અધધધધધધધધ ત્યારે છેક હા! લાચાર. સુંદર૦
ના, ના, એમ નહિ બને, અંતર રાખો હામ,
સ્વાનુભવિ બતાવતા, શ્રેષ્ઠ સાજનું નામ,
ખડડડડડ ઉઘડી પડે, હૃદય દ્વાર સાર. સુંદર૦
જે દ્વારેથી દેખતાં સચરાચર ભરપૂર
દીનાનાથ દર્શાયને, જન થાયે ચકચૂર
કડડડડડ ભૂસ ત્રૂટે કોટ માયા પાર. સુંદર૦
ઉતાવળા થાવું નહિ, હમણાં કહું છું એજ,
પ્રેમ પ્રેમને પ્રેમ તે, સર્વ શિરોમણી છેજ;
દડડડડડ જાય દ્રવિ રામમણિ પ્યાર. સુંદર૦

રાગ એ વાતું છે ઝીણીયું.

બાપલીયા! બારે આવશું, રામ આવશું. હોજી ટેક.
ધણી તવ દ્વારે થઇ હઠીલાં, ધામો ખાસ લગાવશું હોજી.
કોટ કલેશે કરતાં પણ, આખર હેતે ફાવશું. બા૦
ધુણી ધીખાવી ધાંખનાની, શોર બકોર મચાવશું હોજી.
મરજીવાં હા! થશું મરણીયાં, દિલ દરિયાના દાવશું. બા૦
હોકારો હરિવર! કરશુંને, પ્રેમળ પાનુ ચાવશું હોજી.
લાલ મૂખ તંબોળ કરતા, તારે મન મસ ભાવશું. બા૦
ઝોળી ઝંડો તનમન ધન સૌ, ફુંકી દેશું રાવશું? હોજી.
રામમણિમય મસ રસ બસતું, એકજ લક્ષ્યે લાવશું. બા૦

રાગ ઝુલણાછંદ.

જાગીને જીવડા! હાય! જોતો નથી, મારૂં મારૂં કરી મૂર્ખ માને,
યાગી વૈરાગીની વાણી શ્રવણે ધરી, બોધીનો બોધ લે ધારી ધ્યાને,

હરિરનાં જે સગાં માનતો તું બધાં, સ્વાર્થનાં એ સમજ સંત સાને,
ખપ પડે ખામી કાઢી ખસી તો જશે, જાણુમાં છે છતાં કાં અભાને,
ભટકતાં ભાળ ભૂંડા ન લાગી હજુ બહુ થયું હાશ! થઇ બેસ સ્થાને,
આડવાટે અભાગી ઘણું આથડ્યો, શર્ણું બ્રહ્મસ્થ શ્રોત્રિય જાને,
સચ્ચિદાનંદ ગુરૂ હ્રદયમાં સ્થાપીને, શાંતિથી માગજે આત્મજ્ઞાને,
રામમણિ શાંતતા બ્રહ્મમય પામતાં, જ્ઞાન વિજ્ઞાનમય ગીત ગાને.

## રાગ એજ.

હા! સખી! હા! સખી! વાતડી વ્હાલની આવ પાસે કહું મર્મ વાણી
દૂરથી દેખવા દૃષ્ટિ આતો નથી, પણ અનુભવ તણો આત્મ કાંણી
વિપ્ર પુરી તણા સ્નેહના સાથમાં, સિંધુ દેશે સદાનંદ શાણી
પણ પુરૂં પાળજે હ્રદયથી જે કર્યું, અમળ થઇ સ્વરૂપનું રાખ પાણી
દિલ દરિયાવને ડોળતાં ડોળતાં, મોતીડાં સાચનાં મેં પિછાણી
અન્ય પ્રીતિ જળે ઉપજતાં ફુટકીયાં, ફુટશે ફટક દઇ જો તું જાણી
ચાતકે ચિત્ત સ્વાંતિ ઘને અર્પીયું, અન્ય જળ જગ જુએ ધૂળધાણી
રામમણિ પ્રેમ એ યોગ એ ક્ષેમ હા! સ્વાનુભવમાં શકે કોઇ માણી

## મનહર.

અધિકારી જાણી, શાણી સખી કે'છે શીખ લીધી
અધિકારી જાણી, હોમ્યું, તન મન સંગમાં
અધિકારી જાણી, દેશ વેષ તજ્યાં તુરતમાં
અધિકારી જાણી, આળ ઓઢ્યું સબ્ય રંગમાં
અધિકારી જાણી, ખોલ્યા હૃદયના સત્યભાવ
અધિકારી જાણી પણ લીધું એ પ્રસંગમાં
એક બાણુ એક વાણુ, એક પતિવ્રત જેને
એવો રામ એક મણિ, અન્ય તો અનંગમાં.

### રાગ એજ.

અનુભવી કહી દેજો, અન્યને એ શીખ દેજો
વગર વિચારે ગુરૂ, કરવા ન મનમાં
પારખી પતિજ કરો, રૈણી કેણી જોઈ વરો
પછી પથ પરવરો, રહો જો આ જનમાં
સો ગળણે ગાળી, પાણી પીવું એમ ગળી ગળી
લક્ષણો તપાસી લેવાં, પૂરાં મન તનમાં
ન મળે તો રામ રામ, મળે મણિમય માની
સ્વાર્પણ કરી દ્યો પુરૂ, તન મન ધનમાં

### રાગ નટ. વિરત્વ વધારી અંગમાં

મન મોહનની મન જો મજા. ટેક
મંગળમય મૃદુ મર્મ ભરેલી, મોહકતા મધુરીજ ઠરેલી
ના પુગી શકે જ્યાં કજા. મન.
મોહન મીઠી બંસી બજાવે, ધ્વનિ ધમકે બ્રહ્માંડ ગજાવે
લાજી પાછી વળે જ્યાં અજા. મન.
સ્નેહ સમન અમી વૃંદાવનમાં, રંગે રંગાણી તન મનમાં
હા ! મસ્ત ફરકે જો ધ્વજા. મન.
રામ મણિમય રમત રસાળી અભિન્ન પ્રેમળ સ્વરંગ તાળી
લઇ ભળવા સૌને રજા. મન.

### રાગ એજ.

પ્રિયતમ પદરજ મન પ્રેમ પહોંચી જા. ટેક
આપડમાં મતિસુદ્ધ અભિમાને લક્ષ્ય લઈ બે નિશ્ચળ ધ્યાને
આ ભવ અટવી થી લોચી જા. પ્રિય.

બે દૃષ્ટિમાં પ્રેમ પલીતો, ગોવિંદાનાં ગાતાં ગીતો
હા! હા! હુલ હૈયડે ઘોંચી ઘા. પ્રિય.
દિવ્ય રજે ગુમ થા ગમ ખાઇ, પ્રેમ સુધામય થા; પી, પાઇ
ના! ના! ના! ના! મતિ પોચી થા. પ્રિ.
નડતાં વિઘ્નો દે સંહારી, આત્મિય હિંમત લે હુંકારી
અડચણ શત્રુની બોચી સ્હા. પ્રિય.
પદાબ્જ રજમણિ રામ અનંતે, શિરધરી તલ્લિન થાતાં ખંતે
સિદ્ધાંતો આલોચી ધા. પ્રિય.

## રાગ માઢ.

લાખો લલચાવ્યાં લપટાવ્યાં, લક્ષ્યે લાખ વાતે નહિ લીન
થવા દીધું ચિત્ત. ટેક.
ભોળા ચુંથાવ્યા કામથી કોને, રળવા દીધું ન સ્વહીત.
પાછા પાડયા પકડી પકડી કંઇ, જડતા કેરૂં વાળી શીત. લા૦
કોનાં હર્યાં હાય! ક્રોધ કરાવી, આત્મિય અનહદ વિત્ત
કીધા અનેકને હા! અભિમાને, ભ્રશ પથે ભયભીત. લા૦
માર્યાં મદે: કંઇક મર્દ શરાને, દીધી ભુલાવી ભીત;
કંઇકને મૂઢમાં મત્સર કેરાં, ખાસડાં માર્યાં ખચીત. લા૦
માયાદળ સામે લડતાં લોભે, હાર્યાં હઠીલા અજીત;
રામમણિ પદકંજ રજે જે, લોટી પડયા ત્યાં અતિત. લા૦

## રાગ ભૈરવી

સીતાકાંત સુજાણુ! શ્રીવર! સાથમાંથી ઠેલશોમાં
સાથમાંથી ઠેલશો માં, હાથમાંથી મેલશો માં. સી. ટેક
હાથમાં હરિ હાથ સોંપ્યો, આશ ધારી ઇશ્વરામે!
હાથ ઝાલી નાથ હાથેથીજ હા! હડસેલશો માં. સી૦

સ્વાર્થમાં સપડાયલાં સૌ, મારૂં કોઈ નહિ દેખતો હું
આપનોજ આધાર, ભૂધર, સંગથી ધકકેલશો માં. સી૦

હૈયામાં હરિ બાળને આ, રાખતાં ખોળે રમાડો;
હૈડી બાળક વેગળું, જગ બાપ! આઘા ઠેલશો માં. સી૦

દઈ મણિ કરમાં શિશુને, બાપલા ખેલાવજોજી
છોજી રામ રસાળ, અવળા દાવજનથી ખેલશો માં. સી૦

## રાગ વૃંદાવનમેં તનકતા થૈ થૈ.

ભજો રામ કરો કામ હસોખી, ખી, અહા! હી! હી! હી હી!
અહો! ઠી! ઠી! ઠી! ઠી! પ્રેમ પી! પી! પી! પી!
મતિ લીલીલીલી વાવો બીબીબીબી. ભજો. ટેક

મૂકો માયા મય મોહ જાળ માઠી, ફુટો ડંડેને જાય જડનાઠી
બહો નામ લક્ષ્ય હાથ રૂડી લાઠી, ધરો ધ્યાન ભુલો ભાન
બધી સાનને ગુમાન, તજો છીછીછીછી ભજો.

એક ધ્યાને દિલતારતો લગાવો, બડી ભજનોની ધૂન હા! મચાવો.
હરિનામે બ્રહ્માંડ આ ગજાવો, એકતાર કરો યાર!
પડો પાર, હા! અપાર, બ્હીક શી! શી! શી! શી! ભજો.

સત્ય પ્રેમે સંલગ્ન શ્રેય પામો, જગન્નાથે અભિન્ન આપ જામો
ધણીદ્વારે લગાવી ખાસ ધામો, પુરણ પ્રીત, હા! ખચીત.
એક ચિત્ત, એજ હિત, બધું ધી ધી ધી ધી. ભજો.

પ્રભુપદમાં અહંભાવ ખોઈ, લેતું ઘટમાં ગગન એમ દોહી
આત્મરૂપે આ વિશ્વ બધું જોઈ, મણિરામ, ઠામ ઠામ આઠ
જામ, જુઓ જામ, સહુ જી! જી! જી! જી! ભજો.

## રાગ એજ.

ઢોલ ધમકે ધમકાર થાય ધિધિં, અહો ! હેં ! હેં ! હેં ! હેં !
કરો મેં મેં મેં મેં, કેમ ભેં ભેં ભેં ભેં, મુકો રેંગે પેંગે. ઢોલ. ટેક
ગગન ભેદી આ નાદ શો ગજાવે, શુરા શસ્ત્ર અસ્ત્ર સ્નેહથી સજાવે.
ભજે ભડકતો સુભાવથી ભજાવે, તમે આમ મૂરખ જામ,
તજી હામ, ચુંથો ચામ, કરો એં એં એં એં. ઢોલ.
શુણો ગર્જના ન; કેમ? કાન ફુટયા, આત્મ શક્તિ ભંડાર ખાસ ખૂટયાં?
લોભ લાલચે બજારમાંજ લૂટયા? બળ્યું જ્ઞાન, ટળ્યું,
ભાન, ગઇ સાન, વધ્યું માન, બકો બેં બેં બેં બેં. ઢોલ.
વીર ધીરા સૌ આગળે ધસે છે, તેને હૈયે આનંદ હુલસે છે,
સકળ અંગે વિરત્વ વિલસે છે, ભસો આપ દેતા શ્રાપ,
"કીધું પાપ, બુરૂં બાપ, બધું તેં તેં તેં તેં" ઢોલ.
હવે એવું વિરોધ નહિ ચાલે, નહિ બેસાય મૂકી હાથ ગાલે,
ભજો આજ, મણિરામ રામ વ્હાલે, ધરી ધીર, બનો વીર,
થઇ ધીર, મારો તીર, તજો ગેંગેં ફેંફેં. ઢોલ.

## રાગ એજ.

રણે પહોંચ શૂરવીર ધાર ધા, ધા, પડે ધા, ધા ધા ધા,
શુણો ગાગા ગાગા, ધાત ચ્હા ચ્હા ચ્હા ચ્હા,
કહી હાકા હાકા, રણે૦ ટેક.
દાખવી દે વિરત્વ આજ તારૂં, થાય સાંભળ આ જંગનું નગારૂં,
દાંડ હોય જો શુરત્વ ખાસ પ્યારૂં, તજી અ.શ. અને ત્રાસ,
ખાશ ખાંડ, ખુંપી ખાસ, ધાત ખાખા ખાખા. રણે.

ધીર વીરા ન ખાય કદી ઝોકાં, કરે, જ્યહાં ધડથીજ અરિ ડોકાં
કરે વાહ વાહ વાહ સકળ લોકાં, જીતે જંગ, રાખે રંગ,
ઝગે નંગ હા! અનંગ, એવો થા થા થા થા. રણે.
ઢીલ થાતાં ઢીલાઇ આનનારી, મૂળ એ વિરત્વનુંજ કાડનારી,
સત્યાનાશ સત્યનુંજ વાળનારી, તજી ઢીલ, દાખવ શીલ;
દઇ દીલ, ઝડપ ઝીલ, ચડપ જા જા જા જા. રણે.
મરે કે જીવે તથાપિ ફાયદો છે, શર છાપનો સદાય કાયદો છે
સુયશ રોક; ન ઉધાર વાયદો છે, કરે કામ, હૈયે હામ
મૂખે રામ, મણિ નામ, ધરી ધા ભા! ધા ભા! રણે.

## રાગ એજ.

રણાંગણમાં રણુંકાર થાતાં, શર ધાતાં ધાતાં, નહિં કાતાં કાતાં
ખુશી જાતાં જાતાં, શત્રુ સ્હાતાં સ્હાતાં, નેણ રાતાં રાતાં. રણાં.
હૈયે હુલ દઈ ધીરવીર દોડે, પુગે પ્યારથી ન હારતાજ હોડે
માન શત્રુઓનાં ધીર લડે મોડે, ઝીકાઝીક, નથી બ્હીક,
લડે ઠીક, વહે નીક, ઘૂમે ગાતાં ગાતાં. રણાં.
પેટ ધીંચી કંટાર ભેટ વાળે, પુલક ગાત્ર નેત્ર લાલ બિંદ પાળે
રણે સ્થંભ સમા અડગ સર્જ કાળે, ધસ્યા જાય, ગીતાં ગાય
માર ખાય, તોય ધાય, ધાવ ખાતાં ખાતાં. રણાં.
લીલાં માથાં લઈ હાથ હામ ધાલે, ચડયા વળતું પાછાહુંન લેશ ખ્યાલે
મરણ જીતે વિરત્વ તેજી ભાલે, છતાં બાળ, ખરા કાળ
વિજય માળ, હા! રસાળ ધસે ચ્હાતાં ચ્હાતાં. રણાં.
પ્રકાશે મણિ સમાન જીવ થાતાં, બને રામ રૂપ હાશ! હા! હણાતાં.
નથી વીર્ય ક્યાં વીરનાં ગણાંતાં, ચડે ચાક, દઈ હાક,
પરિપાક હા! અથાક પ્રેમ ન્હાતાં ન્હાતાં. રણાં.

રાગ—મારો રામ ગયો વનવાસરે.

ત્રણુસી જવાની બધી વાતરે, અંતે આવી કાળ ગ્રહે. ટેક.
વલસી વૈભવની વાડી, ઘણી બની ગઇ છે ધાડી,
આગ ત્યાં કરશે ઉતપાત રે, અંતે.
જુક્તિ શક્તિ નહિં ચાલે, પડવાનું જમને પાલે,
અચણુચ થાવાની એથી ધાતરે, અંતે.
પાપે તાપે પીલાશે, ઝાટકા નહિં ઝીલાશે
થાશે અંતરમાં વલોપાતરે, અંતે.
વ્હાલાં સહુ ઠાલાં રોશે, કાલાં થઈ ખેલ જોશે,
બાલા વડીયે જવાનું ભાત રે, અંતે.
ભેળાં થઇ લૂટી લેશે, આગમાં ફુંકી દેશે,
સમજી તજ તેની તું પંચાત રે, અંતે.
મણિરામ શરણે જાને, ચરણે પડવાને ધાને,
નહિં તો થઇ ખાટી તુજ ઓકાત રે, અંતે.

રાગ રામનું રામનું રામનું રે ટેક.

ગાય છે ગાય છે ગાય છે રે, ભલા ભક્તો ગોવિંદ ગુણ ગાય છે. ટેક.
ભજનો ગાતાં શાંતિ થાતાં, હરખે હૈયાં ઉભરાય છે રે, ભલા.
આનંદે દિલ મગ્ન થવાથી, નયણે નીર છલકાય છે રે, ભલા.
શીતળતામાં અંતર રમતાં, ત્રિવિધ તાપ ઓલાય છે રે, ભલા.
રોમે રોમે રમે રામ રંગીલો, દુનિયાનું ભાન ભુલાય છે રે, ભલા.
ત્રિકમ સાથે તાનજ લાગે, જ્યોતિ હૃદય ઝલકાય છે રે, ભલા.
જાગી મન મણિરામે જાતું, મંદ મંદ મન મલકાય છે રે, ભલા.

## રાગ સોહીધારી.

હા! શાશ્વાશ્રી! એ સ્થિતિને, અનુભવે જે જાગૃત આત્મા!
જે ટાણે હા! સમાનતાના, પુર્ણ બળે ને ચેતનતાની
દિવ્ય કળાથી તેમજ પુરીમાનંદી પર શક્તિથી
સૌ ચિન્હોમાં રજને ગિરિમાં, સ્વાત્મિયતાની ઝલક જણાતી.
બ્રહ્માસ્મિતિ અનુભવ ઉદિતે, સર્વં ખલુ આ બ્રહ્મ બળાતુ
મસ્તાની હાલતમાં ડોલે, ગુસ્તાનીનું ભાન ભુલાતું
શયતાની ગઇ ને સુલ્તાની, આવી જાગી જાણી માણી
જાણપણાની જાણ ગયેલી, રામકૃપાથી મર્ણામય થાતાં.

### રાગ ગઝલ.

સખિયો! સ્વરંગી! સાધ્વિ! હાવાં વિદાય દેજો. ૨૯.
પ્રિય! પ્રેમ સિંધુ મુજને, સ્વાનંદમાં ઝીલાવી
આભાર એ અનંતા! હાવાં૦
રોમાંચ બાગ ખીલ્યો, સ્વાનંદ પક્ષી ટહુકા
હિલ્લોલ હા! કરંતાં, હાવાં૦
પટનેત્ર સ્નેહ અશ્રુ, મન માળી નીર સીંચે
દિલકંજ હા! ખીલાવી, હાવાં૦
પ્રણયી સુમન મણિની, સાધ્વી સ્વમંડળીને
અર્પું સ્વમાળ સ્નેહે, હાવાં૦
વ્હાલાં! સ્વીકારજો હા! પ્રતિબિંબ આત્મ મારૂં
મણિરામ કહું નમીને, હાવાં૦

## રાગ કબીર કહે એનો મારગડા જુવા.

એ તો ઈસારા જુદા, ગુરૂના એ તો. ટેક.

ગુંસાઈ અગણિત આ અવનિમાં, ફરે કરે કુદકુદા,
જેહ ઈસારે સિધ્યા અલીખાં, ઝટ સમજ્યા સૌ મુદા. ગુરૂ. ૧

આચારી અવગતિયા અમથા, જેવા જગ બુદ બુદા.
અનંત પુરૂષાચાર્ય બન્યા તે, ખાસ જુદા નાખુદા. ગુરૂ. ૨

કમાલ, કબીરે, તુકે શિવાજી, સાધ્યા કીધા મુદા,
નરસી મીરાં સધનો સાને, સમજ્યા હુન્નસ્યારૂદા. ગુરૂ. ૩

જે લક્ષે મણિરામ મળે તે, પતંગ બનતા ફુદા.
એસાનું ગુરૂ ગમની નોખી, હાજર હજુર ખુદા. ગુરૂ. ૪

## રાગ ભક્તિ ભાળીને વ્હાલો.

જ્ઞાનની ગપુના ગોળા ઘણા મારનારા,
સ્વાનુભવી સિદ્ધતિના, અનોખા ઈસારા રે. જ્ઞા. ટેક.

રણરંગ જંગવાતુ, ખૂબ બકનારા,
શૂરવીર ફૅવાટીના, અવળ આકારારે. જ્ઞા. ૧

ધાવના ભડાકા હાંકે, હઠીલા ઠગારા,
કલેજાં કપાયાં તેના પ્રૌઢા પડકારારે. જ્ઞા. ૨

સતી વાતુ બકવામાં, કરે બહુ લવારા,
હોમે તનજે અબોલે, એના ઘાટ ન્યારારે. જ્ઞા. ૩

મણિ હાથ આવે એના, છૂટે છે લવારા;
આઠે જામ જામી રહે, રામ રણકારા—રે. જ્ઞા. ૪

## રાગ ગઝલ.

પ્રકટી જવલંત જગમાં, આતે હુતાશની શી ! ટેક

દુષ્કાળ આપ હોળી. માં રોગ ઘેરિયા હા ! જન કાષ્ટ ખુબ હોમે. આ૦
ભુખ દુઃખનાજ ભડકા, દિલ દર્દનાજ થડકા નિશ્વાસ હાય ! સડકા ! આ૦
હા ! ઢોર ધૂળ ચાટે, મા બાળ ખાઈ જીવે વિપરીત હાલ વિશ્વે.આ૦
ક્યાં સમાં કમોતે, મરતાં જગે જનો હા ! દીન બંધુ ! જોય બેઠા.આ૦
ચિંતામણિ સ્વદે, દે, જન કષ્ટ કાપવાને કર શાંત રામ સ્નેહે. આ૦

રાગ ગઝલ.

પ્રભુ ! આમના ! ઘટે હા ! પ્રિય ! ઠાર ! ઠાર ! હોળી. ટેક
નાંખે ભુખ્યાંજ વેંડકાં હાલેલ ભુખ હડકાં
શું ખાય ! ખેર ખડકાં. પ્રિય !
વિશ્વંભરા ! પડી શું ? ભંડારમાંજ ભૂખ કે
જન રોટી વિણુ રઝળે પ્રિય !
તવ બાળ હાય ! રાંકાં, રઝળે ભૂખ્યાં દુખ્યાં હા !
પ્રિય ! ખોટ એ તને છે પ્રિય !
કરે ધાન ધાન ભૂખ્યા, દ્યો અન્નદાન એને
લૂંછ આંસુ રંક કેરાં. પ્રિય !
રોતાં મટાડ રાંકાં, વાંકાં છંતાય "માંકાં"
ગણી ભૂખ ભાંગ ભુંડી. પ્રિય !
મણિ રામ નામ સાચું, કર બાપલા કૃપાથી
જળ અન્ન દઇ ભુખ્યાંને. પ્રિય !

---